॥ ॐ ॥



श्री

# कृष्णचंद्रोदय चित्रकथा.



રચનાર,

શાહ પુનમચંદ ઝવેરદાસ.

ધીરાપોળ, નડીઆદ.

॥ ॐ ॥

આ પુસ્તક મે. મુંબઇ સરકારના કેળવણી ખાતાએ પ્રાથમિક શાળાઓમાં ઈનામ તરીકે વહેંચવા માટે મંજુર કરેલું છે.

# શ્રી

# कृष्णचंद्रोदय चित्रकथा.


રચનાર-

કવિ ચિત્રકાર

શાહ ફુલચંદ ઝવેરદાસ.



પ્રકાશક.

શાહ બાલુભાઈ ફુલચંદ.

ધોરાપોળ, નડીઆદ.

ધી "સૂર્યપ્રકાશ" પ્રિન્ટીંગ પ્રેસમાં, પટેલ મૂળચંદભાઇ ત્રિકમલાલે છાપ્યું. પીરમશા રોડ-અમદાવાદ.

આવૃત્તિ બીજી ] સને ૧૯૨૬ [ પ્રત ૧૦૦૦




કીંમત રૂ. ૦-૬-૦

# નિવેદન.

શ્રીમદ્ ભાગવતના દશમ સ્કંધના પ્રારંભના બે ત્રણ અધ્યાયની વસ્તુને સરળ કાવ્યમાં ગુંથી સાથે સાથે તદ્રુપ ચિત્રમાં આલેખી વાચકવૃંદની સમક્ષ આ નાનકડી ચિત્રકથા રજુ કરવામાં નાટય સૃષ્ટિમાં **કવિ ચિત્રકારના** નામથી વિખ્યાત મ્હારા પૂજ્ય પિતાશ્રી **શાહ ફુલચંદ ઝવેરદાસે** અત્યંત પરિશ્રમ લીધો છે. સ્વતંત્ર કાવ્ય રચી, તેહેને અધ્યાત્મ રહસ્યમાં ઉતારી, અનેજ તેહેનાં સ્વતંત્ર ચિત્રો આલેખવાં એ કાંઇ સર્વને સુલભ નથી.

એમનાં રચેલાં મહાસતી અનસુયા, સુકન્યા સાવિત્રી, મહાશ્વેતા કાદમ્બરી, માલતી માધવ મુદ્રાપ્રતાપ અને શુકદેવજી વિગેરે દૃશ્ય નાટકો ગુર્જર રંગભૂમિ પર ભજવાઇ લોકપ્રિય થઇ ચુકયાં છે; પરંતુ મ્હારી પ્રાર્થનાથી આ કાર્ય પ્રદેશમાં એમણે એક અનેરી પ્રગતિ કરીછે.

જેમ દેવમંદારોમાં પ્રભુ સાકાર સ્વરૂપે બીરાજે છે તેમ પ્રત્યેકના દેહ મંદીરમાં પણ પ્રભુ નિરાકાર રૂપે બીરાજી રહ્યો છે; તેથી અવનતિના ઘોર પથમાં ઘસડી લઇ જનાર આસુરી વૃત્તિને સર્વથા નિર્મૂળ કરી ધર્મભાવનાની અખંડ જ્યોતિ પ્રકટાવનાર હરેક મનુષ્યનું કલ્યાણ થાય છે, એ દર્શાવવાનું આ ચિત્રકથાનું તાત્પર્ય છે.

આ પુસ્તક મે મુંબઇ સરકારના કેળવણી ખાતાએ પ્રાથમિક શાળાઓમાં ઇનામ તરીકે વહેંચવા માટે મંજુર કરી મને ઉપકૃત કર્યો છે.

ઘીરાપોળ, નડિયાદ.
સંવત્ ૧૯૮૨, ચૈત્ર સુદી ૯
( રામનવમી )

લી. સેવક,
**શાહ બાલુભાઇ ફુલચંદ.**

॥ श्रीगणेशाय नमः ॥

# શ્રી

# કૃષ્ણચંદ્રોદય ચિત્રકથા.

---

## મંગળાચરણ.

શ્રી ગૌરીસુત સ્વામી રિદ્ધ સિદ્ધના
વિઘ્નો સહુનાં હરે,
પ્રારંભે શુભ નામ જેનું સહુમાં
માંગલ્યકારી ઠરે;
પૂરીને મન કામના સહુપરે
દૃષ્ટિ દયાની કરે,
ગાવા નંદનનંદનાં ચરિતને
આનંદ ઉરે ભરે.

## ગૌપ્રાર્થના.

થયો ધર્મનો લોપ પૃથ્વી સૌ પાપ કર્મથી પૂર્ણ ભરી,
બ્રહ્મા પાસે આવ્યાં દેવી વસુંધરા ગૌરૂપ ધરી;
ચંદ્ર સુરજ બે રાત્રિદિવસના સાક્ષી પણ તે સાખ પુરે,
સુણી નિવેદન પ્રજાપતિને અધિક ચિંતા થાય ઉરે.

---

જીવથી થાય છે જે જે, પાપ કર્મો અરે બહુ;
સૂર્ય ને ચંદ્રમા બન્ને, સાક્ષી રૂપે જુવે સહુ.

## શેષશાયી.

ઈંદ્રાદિક અમરપુરવાસી ત્રિપુરારિને સાથ લઇ,

ક્ષીરસાગરને તીરે આવ્યા જ્યાં પોઢયા જગદીશ જઇ;

આજ્ઞા શ્રીઅંતર્યામીની માત્ર પ્રજાપતિ શ્રવણ કરે.

દેવો સઘળા યાદવરૂપે જઇ મથુરાંમાં જન્મ ધરે.

---

ઉદ્ધારનો અરે જ્યારે, માર્ગ એકકે રહે નહીં;

અંશરૂપે ધરે દેવો, જન્મ પૃથ્વીવિષે સહી.

## દેવકીવિવાહવિચાર.

મહામનોહર મથુરાં નગરી ઉગ્રસેન જ્યાં રાજ્ય કરે,
કંસરૂપે ત્યાં પ્રકટ થયો છે કાલનેમિ અવતાર ખરે;
દેવલોક પામ્યા લઘુબંધુ મૂકી એક કુંવરી ન્હાની,
મળી શુભ લગ્ન મુહૂર્ત પૂછાવે કન્યાકાળ થયો જાણી.

---

રાજસી ભાવ જ્યાં વાધે, ભાવ સાત્વિક ત્યાં નહીં;
રહી જે સૂક્ષ્મતા ત્હેનું, લગ્ન હોવું ઘટે કહીં?




देवकीविवाहविचार.



સૂર્યપ્રકાશ પ્રેસ.



लग्नोत्सव.



સૂર્યપ્રકાશ પ્રેસ.

## લગ્નોત્સવ.

વર લાયક વસુદેવ જડયા યાદવનાં ઘર છપ્પન કોટી,

પરણાવ્યાં શ્રીદેવકીજીને દઇ પહેરામણીઓ મ્હોટી;

આશીષ ગર્ગાચાર્ય આપતા ગીત મંગળ ગાએ નારી,

સાજન સાથે વરકન્યાને વળાવવાની તૈયારી.

---

સંસ્કારોમાં રૂડા સૌથી, સંસ્કાર બ્રહ્મજ્ઞાનના;

સૂક્ષ્મતા જ્યાં વરે ત્હેને, રહે શી કાંઇ ત્યાં મણા !

## આકાશવાણી.

વરકન્યા રથમાં પધરાવ્યાં આગળ બેઠો કંસ ચઢી,

બન્યો સારથિ રૂડું મનવવા અશ્વતણી રાશો પકડી;

ઓચિંતો ત્યાં મેઘનાદસમ શબ્દ થયો આકાશમહીં;

"દેવકીકેરો પુત્ર આઠમો ત્હને મારશે પ્રકટ થઇ."

---

જ્ઞાન ને સૂક્ષ્મતા કેરો, સારથિ ગર્વ શું બને!

સન્તાનો સૂક્ષ્મવૃત્તિનાં, ઉદ્ભવી તેહને હણે.

## પ્રકોપ.

સુણીને વાણી શસ્ત્રજ તાણી ગ્રહી કેશ હણવા ધાયો,

વસુદેવજી વચમાં પડીઆ ઝટ પાપીનો કર સાહ્યો;

બાળક આઠે સ્વાધીન કરવાં કંસરાયની પાસ જઇ,

દેવકીજીને મુક્ત કરાવ્યાં શ્રીવસુદેવે વચન દઇ.

---

ગર્વના નાશનું બીજ, સૂક્ષ્મતા દેવકી ઠરી;

હણાતી ગર્વને હાથે, મુક્ત જ્ઞાનવડે કરી.

## અસુરસભા.

ક્રૂર કંસ રાજા થઈ બેઠો વૃદ્ધ તાતને કેદ કરી,

દેવવાણીના ભયથી દુષ્ટે દાનવકેરી સભા ભરી;

અઘબગ ચાણુર ને નરકાસુર મહેકેશી સાથે મળિયા,

લખ્યા લલાટે લેખ કંસના નવ ટાળ્યા કોથી ટળિયા.

---

અહંકાર બહુ ભૂંડો, સારાસાર જુવે નહીં;

કરાવી નીચ કર્મો તે, પાડે નરકમાં સહી.

## વાત્સલ્ય.

વીતી ગયા કૈં માસ દૈવની આશમહીં કૈં કાળ ગયો,
ધર્મરૂપ અવતાર મનાતા કીર્તિમાનનો જન્મ થયો;
કંસરાયને સ્વાધીન કરવા વસુદેવ બાળક માગે,
દેતાં દેવકીના કર કંપે અંતરમાં વસમું લાગે.

---

જ્ઞાન ને સૂક્ષ્મવૃત્તિનો, મેળ જ્યારે પૂરો મળે;
ધર્મ ત્યાં ઉદ્‌ભવે ત્યારે, શંકા એથી બધી ટળે.

## પ્રતિજ્ઞાપાલન.

વચન સત્ય વસુદેવે પાળ્યું પુત્રતણી મૂકી માયા,

બાળકને ખોળામાં ઘાલી કંસ પાસ પોતે આવ્યા;

પાપી બોલ્યો, "પુત્ર આઠમો શત્રુ એકજ છે મ્હારો,

શાને કાજે હણી સર્વને બનું વૃથા હું હત્યારો ?"

---

જ્ઞાન જ્યાં ગર્વની પાસે, આવે છે ધર્મને લઈ;

અવજ્ઞા તે કરે પ્હેલી, ધર્મને ઓળખે નહીં.

## નારદાગમન.

કરે ધર્મનો વિનાશ ત્હેનો વિનાશ વ્હેલો થાય સહી,

એમ જાણી મુની નારદ આવ્યા કંસતણા દરબાર મહીં;

કહ્યું, "દેવકીના બાળકને મૂકે જીવતું શા સારૂં ?

દેવરૂપ યાદવ છે સઘળા નથી કોઇ અહિંયાં ત્હારૂં."

---

સંરક્ષા ધર્મની હોતાં, નાશ છે ગર્વનો સહી;

એવી સંસ્કારી બુદ્ધિથી, ગર્વને પ્રેરણા થઇ.

## ધર્મખંડન.

અનુચરો પાછળ દોડાવ્યા સૌને તે લાવ્યા તેડી,
કંસે બ્હેનબનેવીના પગમાં નંખાવી છે બેડી;
ઉંધી શીખામણ નારદજીએ ઉંધાને એવી આપી,
બાલધર્મના પગ ઝાલીને પથ્થરપર પટકે પાપી.

---

જ્ઞાન ને સૂક્ષ્મવૃત્તિઓ, ભય ના કોઇનો ધરે;
પોતાના નાશને માટે, ધર્મનો નાશ તે કરે.



अनंतप्रेरणा.



સૂર્યપ્રકાશ પ્રેસ.

## અનંતપ્રેરણા.

દેવરૂપ ખટ બાલ હણાયાં જાણીને અંતર્યામી,

શેષનાગની પાસ પધાર્યા ચઢી ગરૂડે જગના સ્વામી;

સહસ્ર મુખે રામ રટે છે ધરા ફણા ઉપર ધારી,

જઇ ધરવા અવતાર સાતમો આજ્ઞા કરતા કંસારિ.

---

જ્ઞાન ને સૂક્ષ્મવૃત્તિ જ્યાં, બંધીખાને પડયાં જઇ;

શોધવા ઝેર ઝેરીનું, શેષને મોકલ્યા સહી.

## માયામુકુન્દ.

પ્રભુએ માયાદેવીને કહ્યું "દેવકીજીનું દુઃખ હરો,
ગોકુલમાં જઈ શ્રીયશોદાજીને પેટે અવતાર વરો;
દેવકીજીના ઉદરમહીંથી ગર્ભ અનંતતણો કાઢી,
રોહીણીજીને ઉદરે મૂકો એ બલરામતણી માડી."

---

આત્મારામ અવિનાશી, ગર્વનો નાશ આદરે;
માયાને મોકલી પ્હેલાં, સર્વને ગાભરાં કરે.

## ચતુર્ભુજપ્રાકટય.

કૃષ્ણપક્ષ શ્રાવણ મહીનાનું આઠમની મધરાત વિષે,

કૃષ્ણચન્દ્ર પુરૂષોત્તમ પ્રકટ્યા પ્રથમ ચતુર્ભુજ રૂપ દીસે;

માતતાતનાં બંધન છૂટયાં તુટી પડી નીચે બેડી,

દર્શન જેનાં જન્મ જન્મનાં બંધન સૌ નાંખે ફેડી.

---

જીવાડે જીવને એવો, આત્માનો અંશ જે કહ્યો;

બીજમાં ઉતરી કેવો, જીવાડે વિશ્વને અહો!

## ગોકુલગમન.

કરી પ્રેરણા લઈ જવાની નંદઘેર ગોકુલ ગામે,

તેથી ચાલ્યા વસુદેવજી ત્યાંથી પોતાને કામે;

હાથમાંહીં પ્રભુને પધરાવી દ્વાર સમીપ આવ્યા જ્યાંહી,

કમાડ આપે ખુલી ગયાં ચોકીવાળા ઉંઘે ત્યાંહી!



સ્થૂળ જે દેહનું રૂપ, નામ ગોકુલ તે ઠરે;

જાણે ના કોઇ શી રીતે, આત્માને દેહમાં ધરે.



यमुनावतरण. Copy Right.

સૂર્યપ્રકાશ પ્રેસ.

## યમુનાવતરણ.

એક તીરે છે મથુરાં નગરી સામું ગોકુલ ગામ વસે,

વચ્ચે શ્રીયમુનાજીકેરો ગંભીર પૂર પ્રવાહ દીસે;

અંતરની ગત જાણી પ્રભુએ પુનિતપાદ લાંબો કીધો,

વ્હેતાં જળ સ્થંભ્યાં યમુનાનાં વસુદેવને માર્ગ દીધો !



બુદ્ધિ જે જ્ઞાનના યોગે, ઉછાળા ખૂબ મારતી;

આત્માના સ્પર્શથી અંતે, શાન્ત સંપૂર્ણ તે થતી.

## નંદગૃહપ્રવેશ.

ઉંઘી ગયા છે ગોપ સકલ ગોકુલ સૂનું સૂનું લાગે,

માયાએ ઘેરણ મૂક્યું નવ જીવ અન્ય કોઈ જાગે;

દીઠાં સઘળે દ્વાર ઉઘાડાં મંદીરમાંહીં પ્રવેશ કર્યો,

નંદ ઘેર પ્રભુને લઇ આવ્યા જ્યાં માયાએ જન્મ ધર્યો.

---

માયાની જાળ છે મ્હોટી, કોણ એને શકે કાળી?

આત્માનાં જ્ઞાનના યોગે, બન્ધનો જાય છે ટળી.

## માયારૂદન.

પ્રભુને ગોકુલમાં પધરાવી બદલે માયાને લાવ્યા,

આપે દ્વાર ભીડાયાં પાછાં હતા ત્યાંહી પોતે આવ્યા:

ચોકીવાળા કાંઇ ન જાણે સમય બધો ઉંઘમાંહી ગયો,

માયાએ રૂદન આરંભ્યું જાગ્યા શોરબકોર થયો.

---

આત્માને દેહમાં સ્થાપી, માયાને લાવિયા જહીં;

હતું તેવું થયું પાછું, સૂક્ષ્મતા જ્ઞાનનું તહીં.

## માયાઆકાશગમન.

ઉઠી દોડતો કંસ આવિયો પ્રકટ થયો શત્રુ જાણી,

પગ ઝાલીને ગયો પટકવા રીસ બહુ મનમાં આણી;

છટકી માયા બોલ્યાં મુખથી અષ્ટભુજા રૂપે વાણી,

"શત્રુ ત્હારો પ્રકટ થયો છે ઉતારશે ત્હારૂં પાણી."

---

અનાદિ શક્તિ છે માયા, નાશ એનો અરે નહીં;

વિશુદ્ધિ જીવની હોતાં, નાશ છે ગર્વનો સહી.

## જન્મોત્સવ.

પારણે યશોદામાત લાલને ઝુલાવે,

ગોપીજન બેટો લઇ પ્રભુનાં મુખદર્શન માટે આવે,

અવધૂત રૂપે શિવજી આવ્યા, હરિહરમાં નવ ભેદ રહ્યો,

કૃષ્ણચન્દ્ર પ્રકટ્યા ગોકુલમાં નંદઘેર આનંદ થયો.



બ્રહ્માનંદતણું રૂપ, નંદ સાક્ષાત્ જાણવા;

આત્મારામ ઝુલે ત્યાંહી, આત્માનુભવ માણવા.

## પુષ્પાંજલિ.

જેની કૃપા, ઉદારતા વડે કરીને મોક્ષકાર રૂપ મનુષ્ય-

જન્મ મળ્યો, એ પ્રભુના ચરણકમલમાં પ્રણામ.

જે ગુરૂદેવે જ્ઞાનદાન દઇને, આત્મોન્નતિનો માર્ગ-

દર્શાવ્યો. એ ગુરૂના ચરણકમલમાં પ્રણામ.

જે માતાપિતાએ જન્મ આપી યથાવિધિ પાલન-

પોષણ કર્યું એ માતાપિતાના ચરણકમલમાં પ્રણામ.

॥ श्रीकृष्णार्पणमस्तु ॥

સમાપ્ત.

# જાહેર ખબર.

આ કર્ત્તાએ રચેલાં નીચેનાં પુસ્તકો પ્રકાશક પાસેથી મળી શકશે.

આખ્યાનમાળા:

૧ લો મણકો: શ્રી શુકદેવજી.

૨ જો મણકો: શ્રી વિશ્વમોહિની.

૩ જો મણકો: શ્રી વામનજી.

૪ થો મણકો: અજામીલ.

૫ મો મણકો: શ્રી કૃષ્ણલીલા.

ઉપર લખેલા દરેક આખ્યાનની કિંમત માત્ર બે આના રાખવામાં આવી છે.

પ્રકાશક,

**શાહ બાલુભાઈ ફુલચંદ.**

**પીરાપોળ, નડિયાદ.**